બુક નં. ૧૯ તા. ૧૨-૯-૨૦.

"ઇસમાઇલી ખોજા કોમને ધર્મને નામે લુટનાર લુટારા મોજુદ છે, તેના હાથે લુટાવાની ધાસ્તીથી અમારી ઇસમાઇલી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે"

# તેનો હેવાલ.

કિંમત એક આનો.

ઇસમાઈલી અમલદારોના આપખુદીના કારભારની બુકો નંબર (૧) થી (૧૮) કિંમત રૂ. ૧।૮ એક રૂપીયો સાત આના.

પ્રકાશક—રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાળા, [૧૨૯૮×૭૬.]
મુ.—ત્રાંબાકાંટો, પાયધોની, મુંબઈ.
મુદ્રક—શા. મગનલાલ જગજીવનદાસ.
મુદ્રણસ્થાન—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

# કોમમાંથી શુ કામ ભાઈઓ નીકળીને, બીજાની નાતમાં ચાલ્યા જાય છે, તેનું કારણ શોધવા જાહેર સભા ભરો.

ઈસમાઈલી અમલદારોને મેં ઘણી અરજીઓ કીધી કે આપણા ધર્મ અને હાજર ઈમામના ફરમાન વિરૂદ્ધ ગરીબ ખોજાઓને ઈસમાઈલી અમલદારો હેરાન અને પાયમાલ કરે છે, તેની મેં ઘણી અરજીઓ કીધી, પરંતુ ઈસમાઈલી અમલદારો કોઈબી રીતે, તેનો ખુલાસો બહાર પાડવા મહેરબાની કીધી નહી. તેથી તેના આપખુદીના કામ જાહેરીમાં લાવવાની મને ફરજ પડી, અને તેના કારભારના હેવાલની બુક નંબર (૧) થી (૧૮) સુધી બહાર પાડી છે, તે વાંચશો તો તમોને ખાત્રી થાશે.

છેવટે દરખાનાની ઈસમાઈલી કૌન્સીલ અને લેખકોને અને માસીક અને ત્રીમાસીકના અધીપતીઓને, તે ઉપરાંત ઈસમાઈલી ધર્મ જાણનારાઓને અરજીઓ કીધી કે, "આપણી કોમમાંથી શું દુઃખના કારણથી નાતમાંથી નીકળીને બીજાની નાતમાં આપણા ભાઈઓ ચાલ્યા જાય છે, તેનું કારણ શોધવા એક જાહેર સભા બોલાવો."

પરંતુ તે પ્રમાણે જાહેર સભા ભરવાની કોઈએ પણ કોશીશ કીધી નહીં. તે કારણથી આ બુક છપાવવાની મને ફરજ પડી.

અગર જો આપણી નાતમાંથી નીકળી જનાર ભાઇઓને આપણું ધર્મ પસંદ નહીં હોતે તો, આજદીવસ સુધી આપણી નાતમાં રહેતે નહીં. પરંતુ તેમ છેજ નહીં. પરંતુ આપણા ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારને લીધે, આપણી નાતમાંથી નીકળી જાય છે. કારણકે અમલદારોના આપખુદીના કામની આપણી કોમમાં કોઇ ફરીઆદી સાંભળ નાર અથવા તપાસ કરનાર કોઇ છેજ નહીં, તે કારણથી આપણી નાતમાંથી ભાઇઓ નીકળી જાય છે. જાહેર સભા ભરવાની જે મેં અરજી કીધી હતી, તે હું નીચે આપું છુ.

## જાહેર સભાની અરજીનો ઉતારો.

જાવક નંબર (૩૪) મુંબઇ તા૦ ૨૯–૭–૧૯૨૦

દરખાનાની કેળવાયલી ઇસમાઇલી કૌન્સીલ જોગ.

જત આપ માવીતરો પાસે મારી એ અરજ છે જે, આપણી નાતમાંથી ઘણા ભાઇઓ નીકળીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે. જો તેઓને આપણું ધર્મ પસંદ નહીં હતે તો, હમણા સુધી આપણી નાતમાં રહેતે નહી. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, આપણી કોમમાં બીજું કાંઇ દુઃખ હોવું જોઇએ. જેથી તે દુઃખ સહન નહીં થતાં, આપણી નાતમાંથી નીકળી જાય છે, તે દુઃખનો કારણ સોધવાને આપણી કોમમાં એક જાહેર સભા બોલાવીને, શું દુઃખના લીધે, આપણી નાત છોડી જાય છે?

તે દુઃખનો અંત લાવવો જોઇએ. આ જગાએ હું ઇસમાઇલી કૌન્સીલને માનપૂર્વક અરજ કરૂં છું કે, આપણી કોમમાંથી નીકળી જાય છે, તેનું કારણ સોધવા વાસ્તે જાહેર સભા બોલાવો. અથવા નહીં બોલાવવાના કારણ લેખીત આપવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો તો, મારે દીલગીરી સાથે નીચેના નામની બુક છપાવીને બહાર પાડવાની મને ફરજ પડશે. તેના જોખમદાર તમોજ રહેશો.

**"ઇસમાઇલી ખોજા કોમને ધર્મને નામે લુટનાર, લુટારા મોજુદ છે, તેના હાથે લુટાવાની ધાસ્તીથી અમારી ઇસમાઇલી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે, તેનો હેવાલ."**

આ જગાએ હું ઇસમાઇલી લેખકો, માસીકો ત્રીમાસીકોના અધીપતીઓ, ઇસમાઇલી સાહીત્ય ઉત્તેજક મંડળના મેમ્બરો, વિદ્યા વિનોદ કલબના મેમ્બરો, પંજેભાઇ કમીટી અને ઇસમાઇલી ધર્મ જાણનારાઓને અરજ કરૂં છું જે, ઉપર પ્રમાણે આપણી નાતમાંથી ઘણા ભાઈઓ નીકળીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે, તેનું કારણ શોધવા જાહેર સભા બોલાવો, અને તે બોલાવવાની તમારી ફરજ છે. કારણકે આપણી કોમનું દુઃખ દુર કરવાની આપણી પોતાની ફરજ છે. અગરજો આપણી કોમનું દુઃખ આપણે પોતે, દુર કરવાની કોશીશ નહીં કરશું

તો, પછી બીજી કોમના માણસો આપણું દુઃખ દુર કરવાને આવશે ખરા કે? નહીંજ! તો પછી આપણી કોમનું દુઃખ દુર કરવાની આપણા માથે ફરજ છે. જો તમો આપણા ધર્મની ચાહેના રાખતા હો, અને આપણું ધર્મ પુરૂં સમજતા હોં, તો આપણાં કોમનું દુઃખ દુર કરવાને બહાર પડો? જેથી આપણી કોમમાંથી નીકળી જવાને બદલે, આપણી નાતમાં આવવાની કોશીશ કરે! એમ કરશો તો આપણા શાસ્ત્ર પ્રમાણે ચાલ્યા કહેવાશો. પીરેણાનમાં ફરમાવ્યું છે કેઃ—"બહાર જાવે તાંકુ અંદર લાવો!

આ જગાએ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, આપણી કોમના ઈસમાઈલી અમલદારો હાલમાં આપણા ધર્મથી ઉલટા કારભાર ચલાવે છે, તેના જાહેર દાખલા તમોને યાદ આપવાની મને ફરજ પડી છે. અગાઉનો વારસ હબીબભાઇ અને કાઠીયાવાડના વારસોના આપખુદીના કારભારને લીધે, આપણા હાજર ઇમામે તેઓને હુદ્દામાંથી બાતલ કીધા છે. તે ઉપરાંત અગાઉનો વારસ ડાહ્યાભાઈ વેલજી ધર્મને નામે આપણી કોમ માથે ધાડ પાડી રહ્યો હતો, તેની સત્તા પણ આપણા હાજર ઇમામે ખેંચી લેવા મહેરબાની ફરમાવી છે. તે ઉપરાંત અમલદારોના કારભારની બુક નંબર (૧) થી (૧૭) સુધી મેં છપાવી છે, તે વાંચશો.

આપણી કોમનું દુઃખ દુર કરવાની કોશીશ નહી કરશો તો, ઉપરના નામની બુક હું છપાવીને બહાર પાડીશ.

આની નકલ કૉન્સોલને રજીસ્ટર કીધી છે, અને બીજા-ઓને કવરમાં મોકલાવી છે.

(લી૦) રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના યાઅલી મદદ વાંચશો. ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની મું. મુંબઇ.

ઉપરની અરજી કરવા છતાં, કોઈએ પણ જાહેર સભા ભરી નહીં, અથવા નહીં ભરવાના કારણ પણ બહાર પાડયા નહીં. તે કારણથી મારે દીલગીરી સાથે જેમ દાખલા તરીકે, "એક કુટુંબમાં કોઇ જુલમગાર હોય, અને તે આખા કુટુંબને હેરાન અને પાયમાલ કરતો હોય, તેનો ઇલાજ લેવા સારૂ, પોતાના માવીતર. પોતાને દુ:ખ દીયે છે, તેનો હેવાલ બીજાને કહેતો હોય, તેથી પોતાના ઘરની ઉઘાડ થાય છે," તેજ પ્રમાણે મારે દીલગીરી સાથે ઈસમાઇલી અમલ-દારોના આપખુદીના કામ જાહેરીમાં લાવવાની મને ફરજ પડી.

ઈસમાઇલી અમલદારો પોતાના હુદ્દાનો ગેરઉપયોગ કરીને આપણા ધર્મ વિરૂદ્ધ અને આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ ધર્મને નામે ધણી થઈને કોમને લુટી રહ્યા છે, તેની આપણા હાજર ઈમામને ખબર પડવાથી ઘણા અમલદારોના હાથમાંથી સત્તા ખેંચી લેવરાવવા, આપણા માથે રહેમ બક્ષીશ કીધી છે. તે છતાં હજુન પણ ઘણા કોમને આપખુદીથી ધર્મને નામે લુટનાર લુટારા મોજુદ છે. તેનો હેવાલ દીલગીરી સાથે મને નીચે આપવાની ફરજ પડી છે.

## દરખાનાની ઇસમાઇલી કૌંસીલના લુટવાના કામો.

મુંબઈની ઇસમાઈલી કૌંસીલના મેમ્બરો જેવાં કે, ડાકટરો, વકીલો, સોલીસીટરો, ચીનીકામ, છત્રીના, અને ફરનીચરના, તે ઉપરાંત મોટાં વેપારીઓ છે. તે ખરૂં ખોટું બરાબર સમજનાર, અને ધારાના હીમાયતી છે, તે ઉપરાંત નામદાર સરકારના "કૈસરે હીંદના કીતાબો" ધરાવનાર છે.

ઉપરના સમજુ હોવા છતાં, કોમને હેરાન અને પાયમાલ કરીને કોમનો હક્ક લુટીને "નાતબહાર" કરી રહ્યા છે. તેના દાખલા મારે દીલગીરી સાથે નીચે આપવાની મને ફરજ પડી છે.

દાખલો. પેલો.

કૌંસીલનો અગાઉનો નોકર અબદલાભાઈનો પંદરથી વીશ વરસનો ધરનાસ હતો, અને તેના ત્રણ, ચાર બચ્ચાં પણ છે.

તેના ઘરમાં જરા ખટપટ થતાં, તેની સ્ત્રી બચ્ચાંઓને મુકીને ઘર છોડીને ચાલી ગઈ, અને કૌંસીલમાં ફરીઆદી કીધી કે, મારા ધણીએ મને કાઢી મુકી છે, તેથી મારા ધણી માથે મારો પગાર કરી આપો.

કૌંસીલે અબદલાના બચાવ ઉપર ધ્યાન નહીં આપતાં, તેના માથે, તેની સ્ત્રીને જુદી રહેવા સારૂ પગાર કરી આપ્યો.

અબદલાએ કહ્યું કે, "હું તેને જુદી રહેવાને પગાર આપી શકતો નથી, અને મારા ઘરમાં બચ્ચાંઓને રાંધીને ખવડાવે અને પોતે ખાય."

તેના જવાબમાં કૌન્સીલે કહ્યું કે "તારે પગાર આપવોજ પડશે. જો તું પગાર નહીં આપશે, તો તને "નાતબહાર" કરવામાં આવશે."

હવે કૌન્સીલે અબદલાની ઘરવારીને, પગાર એટલો મોટો કરી આપ્યો કે, તે પગાર જો અબદલા આપે, તો પોતા પાસે કાંઇ પણ ખરચવા રહે નહીં. જો તેની સ્ત્રીને કૌન્સીલના કહેવા પ્રમાણે પગાર આપે તો, પોતાનું ખરચ કયાંથી લાવે? કારણકે તેટલોજ પગાર તેને મીલમાંથી મલતો હતો. તેથી તે પગાર આપી શકયો નહીં. તેથી કૌન્સીલે તેને "નાતબહાર" કીધો. કૌન્સીલે તેને ગેરવાજબી રીતે નાતબહાર કીધો, કારણકે પૈસાના કારણથી "નાતબહાર" થઇ શકેજ નહીં.

તે પછી અબદલાની સ્ત્રીએ પોતાના પગારની "નામદાર સરકારની અદાલતમાં" ફરીઆદી કીધી, તેથી અબદલાએ તેને "નામદાર સરકારની અદાલતમાં" ફારગતી આપી. તે તેની સ્ત્રીએ કબુલ રાખી. તે પછી અબદલાએ પોતાને નાતમાં લેવા વાસ્તે કૌન્સીલમાં અરજી કીધી. પરંતુ તે અરજી પર કૌન્સીલે ધ્યાન આપ્યું નહીં. અને કહ્યું કે તારી સ્ત્રીને પગાર આપી જા, તે પછી તને નાતમાં લઇએ.

તેના જવાબમાં અબદલાએ કહ્યું કે મારી સ્ત્રીને મેં નામદાર સરકારની કોર્ટમાં "ફારગતી" આપી છે, તો હવે પગાર શાનો માગો છો?

તેના જવાબમાં કૌન્સીલે કહ્યું કે જયાંસુધી અગાઉનો પગાર અમારા હુકમ પ્રમાણે નહીં આપે, ત્યાંસુધી અમે નાતમાં લઈ શકતા નથી. તે પછી અબદલાએ હાલમાં ઉપરની બાબતની આપણા હાજર ઇમામને "અપીલ" કીધી, તેથી આપણા હાજર ઇમામે અબદલાને નાતમાં લેવાનો હુકમ ફરમાવ્યો, ત્યારે અબદલાને નાતમાં લીધો.

## દરખાનાની ઇસમાઇલી કૌન્સીલના આપખુદીના કામનો, દાખલો બીજો.

દરખાનાની ઇસમાઇલી કૌન્સીલે બાપના નામવગરના નવ જણાઓને ઉભા કીધાં, અને કેશવજી લાલજી માથે ફરીઆદી નોંધાવી કે, "તમોએ ઇસમાઈલી ચાલતા આવેલા ધારાનો ભંગ કીધો, તેથી કૌન્સીલમાં હાજર થવું." તેના જવાબમાં કેશવજી લાલજીએ લેખીત જવાબ આપ્યો કે, મેં ઈસમાઈલી યા ચાલતા આવેલા ધારાનો ભંગ નથી કીધો, પરંતુ દરખાનાના મુખી મેઘજીભાઈ મુળજી અને કામડીયા અલારખીયાભાઈ જીવરાજે કીધો છે. ઉપરના દરખાનાની ઇસમાઇલી કૌન્સીલના કાવત્રાંમાં કેશવજી લાલજી નહીં ફસાણો, પરંતુ તેનો ભાઇ લવજી લાલજી આફ્રીકાથી આવ્યો, તેને દરખાનાની ઇસમાઇલી કૌન્સીલના પક્ષવારાએ કાવત્રાંમાં ફસાવીને, લવજી લાલજીને પોતાના કાબુમાં લઇને કેશવજી લાલજી પાસેથી એમ લખાવી લીધું

કે, "મેં નાતનો ગુન્હો કીધો છે, તેથી મને માફી બક્ષો." એમ લખાવીને લવજી લાલજીએ કૌન્સીલમાં અરજી કીધી. તે પછી જેમ એક હડખાયલો કુતરો, વટેમાર્ગુને બટકાં મરવા દોડે છે, તેની માફક ઉપરની અરજી કૌન્સીલમાં આવ્યા પછી, કેશવજી લાલજીને દરખાનાની ઈસમાઈલી કૌન્સીલે આપખુદીથી તરત તેને "નાતબહાર" કીધો. અને હજુન તે "નાતબહાર" છે.

કૌન્સીલ માથે રહીને ગરીબ ખોજાઓ માથે કાવત્રાં કરીને પોતાની આપખુદી ટકાવી રાખવા વાસ્તે "નાતબહાર" કરે છે.

## દરખાનાની ઈસમાઈલી કૌન્સીલનો આપખુદીથી પૈસા કઢાવવાનો, દાખલો ત્રીજો,

દરખાનાની ઇસમાઇલી કૌન્સીલમાં નજરઅલી લાલજી માથે કોઇ બાઇને નોકરી રાખી હશે, તે બાઇને ઘરમાં રાખવાનો આરોપ મુકીને અઢીસો રૂપીયા દંડ કીધો. અને તેણે દંડ નહીં આપ્યો, તેથી દરખાનાની ઇસમાઇલી કૌન્સીલે તેને "નાતબહાર" કીધો. અને હજુન સુધી તે "નાતબહાર" છે.

## દરખાનાની ઇસમાઈલી કૌન્સીલના આપખુદીના ઈન્સાફનો, દાખલો ચોથો.

દરખાનાની ઈસમાઇલી કૌન્સીલે જાદવજી થાવર માથે નોટીસ કાઢી કે, તું મુંબઈમાં હાજર થા. પરંતુ જાદવજી

થાવર, ગરીબ માણસ હતો, તેથી તેની પાસે મુંબઈ આવવાના ગાડી ભાડાના પૈસા નહીં હતાં, તેથી આવી શકયો નહીં. તેથી દરખાનાની કૌંન્સીલને જાદવજી થાવરને "નાતબહાર" કરવાની સત્તા પણ નહીં હતી, છતાં જાદવજી થાવરને મુંબઈની કૌંન્સીલે "નાતબહાર" કીધો. તે ભીખ માંગતો, માંગતો, મુંબઇ આવ્યો છતાં, તેની અરજીપર કૌંન્સીલે ધ્યાન આપ્યું નહીં. અને હજુ સુધી તે "નાતબહાર" છે.

દાખલો પાંચમો.

## દરખાનાંની ઇસમાઇલી કૌંન્સીલના કાવત્રાંમાં ફસાએલો, અલીહાજી.

અલીભાઇ હાજીનાં ઘરમાં ખટપટ થતાં, તેની સ્ત્રી કૌંન્સીલમાં જઇને અરજ કીધી કે, "મારા ધણીએ મને કાઢી મૂકી છે, અને આ દાગીના છે, તે તમો રાખો." તે પછી કૌંન્સીલમાં અલીભાઈ હાજીનો કેસ ઘણી વખત ચાલ્યો તેમાં દરખાનાની કૌંન્સીલે આપખુદીથી અલીહાજી માથે પગાર કરી આપ્યો. તેના જવાબમાં અલીહાજીએ કહ્યું કે હું ખાવા પીવાથી દુઃખી થાઉં છું. તેથી મારી સ્ત્રીને હું મારી સાથે રાખવા માંગું છું. હું દુઃખી થાઉં અને મારી સ્ત્રીને જુદો રહેવાને પગાર આપું ? એતો બનશે નહીં.

પરંતુ ઇસમાઇલી કૌંન્સીલે આપખુદીથી અલીહાજી માથે પગાર કરી આપ્યો, અને તેની સ્ત્રીને અને બેઉ

બચ્ચાંઓને કૌન્સીલે દેશમાં મોકલાવી દીધી. અલીહાજીએ પગાર નહીં આપવાથી તેને "નાતબહાર" કીધો.

અલીહાજીની સ્ત્રી દેશમાંજ ગુજરી ગઈ, અને તેની એક છોકરી પણ દેશમાંજ ગુજરી ગઇ.

તે પછી અલીહાજીને નાતમાં લીધો, અને તેના દાગીના હજુન સુધી કૌન્સીલે તેને આપ્યા નથી.

## કોમને નીકળી જવાના કારણ.

દરખાનાની ઈસમાઇલી કૌન્સીલ ઉપરના દાખલા પ્રમાણે ધણી થઈને કોમને લુટનારી મોજુદ છે. તેને હાથે લુટાવાની ધાસ્તીથી ઘણા ભાઇઓ હીમત હારીને "નાતમાંથી" નીકળીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે. કારણકે ઉપરની લુટારી કૌન્સીલના આપખુદીના કામની ફરીઆદી સાંભળનાર કોઈ છેજ નહીં, અને કોઈ હીંમત કરીને, નામદાર સરકારની અદાલતમાં ઇન્સાફ લેવા બહાર પડતા પણ નથી.

## ઈસમાઈલી કૌન્સીલમાં રસીવારાનો કેસ.

ઈસમાઇલી અમલદારો ઇન્સાફ કરવાના રૂમમાં બેસે છે, ત્યારે દૈત્ય હરણાકંસના અહંકાર કરતા, ઈસમાઇલી કૌન્સીલનો અહંકાર ઓછો હોય એમ લાગતું નથી.

રસીવારાનો કેસ કૌન્સીલમાં આવ્યો, તેમાં ઇન્સાફ કીધો કે, બાઇએ તેના ધણીને ઘરે જાવું.

તેના જવાબમાં બાઇએ કહ્યું કે મને અમલ છે, તેથી મારા ધણીના ઘરમાં મારી કોઇચાકરી કરવા વારૂં છે નહીં. અને હું હાલમાં બીમાર પણ છું. તેથી મારા ધણીના ઘરમાં હાલ હું જઇ શકું તેમ નથી.

તેના જવાબમાં ઈસમાલી કૌન્સીલે રસીવારાના પક્ષ તરફ઼ ઇન્સાફ઼ આપ્યો કે તમારા ધણીને ઘરે તમારે જવુંજ પડશે. તેવો કૌન્સીલે હુકમ કીધો. અને બાઇની હાલતપર કાંઇ-પણ ધ્યાન આપ્યું નહીં, તેથી બાઈને અસંતોષ થયો. તેથી તેનો ઇન્સાફ઼ લેવાને નામદાર સરકારની અદાલતનો આસરો લીધો.

નામદાર સરકારે બાઈની હાલતપર ધ્યાન આપીને, તેના ધણી માથે બાઇનો પગાર કરી આપ્યો.

તે કેસ નામદાર સરકારની અદાલતમાં ચાલતો હતો, તે વખતે તે બાઈના ભાઈઓ માથે, ઇસમાઈલી કૌન્સીલે દબાણ કીધું કે, કોર્ટમાંથી કેસ ખેંચાવી લીયો? અગર તેમ નહીં કરશો તો, તમને સજા કરવામાં આવશે.

ઉપરના દબાણને લીધે બાઇના બેઉ ભાઇઓ આપણી નાતમાંથી નીકળીને બીજાની નાતમાં ગયા.

આ જગાએ હું વાંચનાર ભાઈઓનું ધ્યાન ખેંચું છું કે, દરખાનાની ઇસમાઇલી કૌન્સીલ, તે બાઇના ભાઈઓનો [illegible] લુટશે, એવી તેને ધાસ્તી લાગવાથી, આપણી નાતમાંથી નીકળી ગયા. બીજું નાતમાંથી નીકળી જવાનું કારણ કાંઈ

પણ નથી. પરંતુ ઇસમાઈલી અમલદારોના હાથે લુટાવાની ધાસ્તીના લીધેજ નીકળી ગયા છે.

## દરખાનાની ઇસમાઇલી કૌન્સીલનો જજીતના જેવો હુકમ.

દરખાનાની ઇસમાઇલી કૌન્સીલે આપખુદીથી આપણા હાજર ઇમામના ફરમાન અને ધર્મ વિરૂદ્ધ પોતાની સત્તાનો ગેરઉપયોગ કરીને "જજીતના" માફક, રજબઅલીભાઇ લધા ભાડળીવાળા માથે હુકમ કીધો કે, "તમારી સ્રીને તમોએ ફારગતી આપી તે અમો કબુલ રાખતા નથી. અને ફારગતી બાબતમાં તમને સજા શું કામ કરવામાં ન આવે? તેનો લેખીત ખુલાશો અથવા મોઢેથી કૌન્સીલમાં આપીને કરી જાવું."

તેના જવાબમાં રજબઅલીભાઈએ જાહેર પેપરમાં છપાવીને આપણી નાતમાંથી નીકળી ગયા, તેનો ટુંક સાર હું નીચે આપું છું:—

### જાહેર ખબર.

ખોજા શીઆ ઈમામી ઇસમાઇલી કૌન્સીલના પ્રેસીડંટ સાહેબ જોગ.

મુંબઇ.

જત હું નીચે સહી કરનાર સરવેને ખબર આપું છું જે, કેટલાક ચોકસ કારણના લીધે મેં શીઆ ઈમામી ઈસમાઇલી મઝહબને ત્યાગ કરી, શીયા અશના અશરી મઝહબ જાહેર રીતે અખત્યાર કીધો છે. તેની નોંધ લેશોજી.

લી૦ રજબઅલી લધાભાઇ ભાડલીવાળા.

મુંબઇ તા૦ ૨૪ મી અકટોમ્બર ૧૯૧૩.

આનો વધુ હેવાલ બુક નંબર (૧૮) માં આપી ગયો છું, તે વાંચશો. આ જગાએ હું વાંચનાર ભાઇઓનું ધ્યાન ખેંચું છું કે, આપણી નાતમાંથી જે ભાઈઓ નીકળી ગયા છે, તેમાં મોટે ભાગે ઇસમાઇલી અમલદારો આપખુદીના, "જજીતના" જેવા હુકમ કાઢે છે, તે હુકમને તાબે નહીં થઇ શકાય, તેમ હોવાથી તેઓ દીલગીરી સાથે, આપણી નાત છોડીને ચાલ્યા જાય છે. ફકત ઇસમાઈલી અમલદારોના હાથે લુટાવાની ધાસ્તીથી, આપણા ભાઇઓ નીકળી જાય છે. ઈસમાઇલી અમલદારોના આપખુદીના કામની અને "જજીત" જેવા હુકમની આપણી કોમમાં ફરીઆદી સાંભળનાર કોઈ છેજ નહીં તેવા કારણથી નાતમાંથી નીકળી જાય છે અગર જો બીજું કારણ કોઇને જાણમાં હોય, કે આ કારણથી નાતમાંથી નીકળી જાય છે, તો તેનો હેવાલ બહાર પાડશો.

પરંતુ હું હીંમતથી કહી શકું છું કે, નાતમાંથી નીકળી જવાનું બીજું કારણ છેજ નહીં. ફકત ઈસમાઇલી અમલદારોનો આપખુદીનો કારભારજ છે.

**દરખાનાના મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા સાહેબના કોમને લુટવાના કામો.**

આખી દુનીઆમાં આપણી કોમમાં દરખાનાના મુખી મેઘજીભાઈ મુળજી અને કામડીયા સાહેબ અલારખીયાભાઇ જીવરાજ અને ઈસમાઇલી કૌન્સીલ, ખોટી કહેવાય છે.

તે સાહેબોએ આપણી કોમના લગન અને નીકા અટકાવીને ધણી થઇને કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યા છે, તેનો હેવાલ નીચે આપવાની મને ફરજ પડી છે.

કેશવજી લાલજી આફ્રીકાથી ઇસમાઇલીનો પાસ લઇને આવ્યો હતો, તેનો પાસ લુટી લેવાની કોશીશ કીધી. તેમાં મુખી મેઘજીભાઇ મુળજી ફાવ્યા નહીં. તે પછી કેશવજી લાલજીના લગન અને નીકા અટકાવીને મુખી સાહેબે, તેને લુટવાની કોશીશ કીધી. પરંતુ તેમાં પણ મુખી સાહેબ ફાવ્યા નહીં, કારણ કે કેશવજી લાલજીએ મુખી સાહેબને કાયદેસર અરજીઓ કીધી હતી, તે છતાં મુખી સાહેબે નીકા અટકાવીને પૈસા કઢાવવાની કોશેશ કીધી. પરંતુ કેશવજી લાલજીએ કાયદેસર અરજીઓ કીધેલી, તેથી મુલ્લાંને બોલાવીને પોતાનું નીકાનું કામ ઉકેલી લીધું. તે પછી મુખી સાહેબે બાપના નામધગરના નવ જણાને ઉભા કર્યા, અને કેશવજી લાલજીને ફસાવવા સારૂ, કૌન્સીલમાં ફરીઆદી નોંધાવી. તે કાયદા વિરૂદ્ધ હોવાથી, તેમાં પણ મુખી સાહેબ ફાવ્યા નહીં. પરંતુ આપણી દરખાનાની બાહોશ અને હોશિઆર ઇસમાઇલી કૌન્સીલે પોતાના કાવત્રામાં ફસાવીને કેશવજી લાલજીને "નાતબહાર" કીધો. ઈસમાઇલી કૌન્સીલના કાવત્રાં અને પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજીના લુટવાના કારભારની બુક નંબર (૭) (૮) અને (૯) વાંચશો,

જેથી દરખાનાની ઇસમાઇલી કૌન્સીલે કેવા કાવત્રાં કીધાં છે, અને પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજીએ કોમ પાસેથી પૈસા કઢાવવાની કેવી કોશીશ કીધી છે, તે ખુલેખુલું જોવામાં આવશે.

## પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજીનો પૈસા કઢાવવાનો છટકો.

શેઠ અબદુલ નબીઆનાને તેના પોતાના લગન, મુખી સાહેબે લખી આપ્યા, તે પછી ચાહ પીવાનો સાદ ફેરાવવા વાસ્તે, મુખી સાહેબ પાસે રજા લેવા ગયો. ત્યારે પરેજગાર મુખી મેઘજીભાઈ મુળજીએ હુકમ કીધો કે, "આટલા રૂપીયા આપશો તોજ, ચાહ અને સરઘસનો સાદ ફેરાવવાનો હુકમ મલશે."

તે રૂપીયાની રકમ બહુ મોટી હતી, તેથી શેઠ અબદુલ નબી આપી શકયો નહીં, તેથી તેને ચાહ અને સરઘસનો સાદ ફેરાવવાનો હુકમ મુખી સાહેબે આપ્યો નહીં. તેથી સાદ ફેરાવ્યા વગર સરઘસ ચડાવ્યું. અને નીકા વખતે મુખી સાહેબે હુકમ કીધો કે, "આટલા રૂપીયા આપશો તોજ નીકા પઢાવવાનો હુકમ મલશે."

શેઠ અબદુલ નબી લાચાર થઈ "રાતના બાર વાગે," મુખી સાહેબના કહેવા પ્રમાણે રૂપીયા આપ્યા ત્યારે "રાતના બાર વાગે" નીકા પઢાવવાનો હુકમ મલ્યો. આ જગાએ

હું પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજીને પુછવાની રજા લઉં છું કે, તમોએ સાદ ફેરાવવાનો હુકમ નહીં આપ્યો, અને જ્યારે તમારા કહેવા પ્રમાણે પૈસા આપ્યા; ત્યારેજ નીકા પડાવવાનો હુકમ આપ્યો. આવી રીતે પૈસા કઢાવવાનું આપણા ધરમમાં છે કે ? આપણા હાજર ઇમામનું ફરમાન છે ? કે તમને પૈસા કઢાવવાનો કંટ્રાકટ મલ્યો છે ? જેથી ધણી થઇને કોમને લુટો છો. અગરજો તમો ખરી રીતે કોમ પાસેથી પૈસા કઢાવતા હોય તો, આનો ખુલાશો બહાર પાડશો. અગરજો ખુલાશો બહાર નહીં પાડશો તો, તમને આપણા હાજર ઇમામે જે હુદ્ધો સોંપ્યો છે. તે હુદ્ધાનો તમો ગેરઉપયોગ કરીને ધણી થઇને કોમને લુટી રહ્યા છો, એમ હું હીંમતથી કહી શકું છું.

## દરખાનાના ઇસમાઇલી અમલદારો લગન અટકાવે* છે.

દરખાનાના ઈસમાઇલી અમલદારો, ઈસમાઇલી ખોજાઓ પાસેથી પૈસા કઢાવવા વાસ્તે, લગન અને નીકા અટકાવે છે, પરંતુ આપણા હાજર ઇમામ, અશ્નાઅશરી અને ઈસમાઇલી સાથે લગન કરવાનો હુકમ આપે છે, તેની મેં ઈસમાઈલી કૌન્સીલને કરેલી અરજી, તે અરજીનો ઉતારો હું નીચે આપું છું:—

## અરજીનો ઉતારો.

જાવક નંબર (૨૪)                    મુંબઇ તા૦ ૫–૫–૧૯.

મુંબઇની ઇમામી ઈસમાઇલી કૌન્સીલના મેમ્બરો તથા મુખી કામડીયા જોગ.

તમોએ ચાલુ માસની તા૦ ૧–૫–૧૯ ના ચાંદરાતની રાતે, આપણા હાજર ઇમામના તરફથી "યુરોપથી" આવેલો તાર, તે "મોટાં જમાતખાનામાં" તમોએ જમાતને વાંચી સંભળાવ્યો કે, ઇસમાઇલી અને અશનાઅશરી વચ્ચેનું નીકાનું કામ ઉકલાવી આપશો.

ઉપલી મતલબનો તાર જમાતને વાંચી સંભળાવ્યો, તે વાસ્તે હું કૌન્સીલના મેમ્બરોને અને મુખી કામડીયાને ધન્યવાદ આપું છું, અને માનપૂર્વકથી અરજ કરૂં છું કે અશનાઅશરી અને ઈસમાઈલા સાથે લગનની ગાંઠ જોડાવવામાં "આપણા હાજર ઇમામનો" વાંધો બીલકુલ છેજ નહીં. અને તે કામને ઉત્તેજન દેવાનો આપણા હાજર ઇમામ તરફથી "યુરોપથી" તાર આવેલો, તમે જમાતને વાંચી સંભળાવ્યો. તો પછી તમો કૌન્સીલના મેમ્બરો અને મુખી કામડીયા, ગરીબ ખોજાઓના ઇસમાઇલી અને અશનાઅશરી સાથે લગનની ગાંઠ જોડાવાને વાંધો નહીં

લેતાં, ઉત્તેજન આપશો, એવી હું આશા રાખું છું. જેથી ભવિષ્યમાં દુશ્મન ભાવ અને અદેખાઈ દુર થઇ જશે.

આની નકલ મુખી સાહેબને પણ મોકલી છે.

(લી૦) રહેમતુલા ઈસમાઇલ ત્રીજોરીવાળાના યા અલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાટા, પાયધુની. મું. મુંબઇ.

દરખાનાના ઈસમાઈલી અમલદારો કોમ પાસેથી ધર્મને નામે નવા ધતીંગ ઉભા કરીને પૈસા કઢાવી રહ્યા છે, તે પૈસાનો હીસાબ પણ કોઇ પુછનાર નથી. તેથી પૈસા ગમે તો તીજોરીમાં નાખે, અને ગમે તેવા ઉપયોગમાં લીયે. કારણ કે કોમ પાસેથી ધર્મને નામે પૈસા કઢાવે છે, તેની રસીદ તો આપતા નથી, કે જેથી તેના કાવત્રાં પકડાય તે ઉપરાંત તેના આપખુદીના કારભારની આપણી કોમમાં કોઈ ફરીઆદી સાંભળનાર છેજ નહીં. તેથી ધર્મને નામે ધણી થઈને કોમ માથે ધાડ પાડી રહ્યા છે. કારણ કે તેના દીલમાં બીલકુલ ધારતી છેજ નહીં, કે "અમારા આપખુદીના કામને કોઇ તપાસશે."

ઉપરના કારણથી દરખાનાના મુખી મેઘજીભાઈ મુળજી ગરીબોનો હક્ક લુટીને, ઘરોઘર પકાવેલા અનાજની નાંદીઓ કરાવીને, પૈસા કઢાવે છે, તેની મેં દરખાનાની ઇસમાઈલી કૌન્સીલને કીધેલી અરજી નીચે આપવાની મને ફરજ પડી છે.

## અરજીનો ઉતારો.

જાવક નંબર (૩૩)　　　મુંબઈ તા૦ ૧૩-૭-૧૯૨૦.

બાહોશ હોશિઆર અને કેળવાયલી દરખાનાની ઈસ-માઇલી કૌન્સીલ જોગ.

આપણી કોમમાં ગરીબોનો હક્ક લુટીને ઘરોઘર પકાવેલા અનાજની નાંદીઓ થાય છે, તે નાંદીઓ મુખી મેઘજી ભાઈ મુળજી કયા ધર્મને આધારે કરાવે છે? અથવા કોના હુકમથી કરાવે છે? અને તે પૈસા કયાં જમા કરાવે છે? અને તે પૈસા શું ઉપયોગમાં લીયે છે? શું મુખી મેઘજી-ભાઈ મુળજીને કોમ પાસેથી આપણા ધર્મ અને આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ પૈસા ભેગા કરાવવાનો કંટ્રાક્ટ તો નથી આપ્યો? કારણ કે પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજી અનેક રીતે આપખુદી ચલાવીને ધર્મને નામે કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યા છે. તેના આપખુદીના કામને અટકાવવાને બદલે તમો કેળવાયલી કૌન્સીલ ઉત્તેજન આપીને તેને મદદ કરો છો.

અગર જો તમો આપણું ધર્મ સમજતા હતે તો, આપણા ધર્મ વિરૂદ્ધ અને હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ કામ કરનારને મુરશીદેઝાનમાં ફરમાવ્યું છે, તે હું નીચે આપું છું:—

"ખોટી મત્રાઈ ચડાવે આળ,
માણસ જાતમાં તે ચંડાળ."
બીજું. "પારકું ધુતીને, અમને દેશો,
તેનો દોસ તમ સર લેશો."
ત્રીજું "દૈત્ય, દાણુવ, થઈને વાટજ લુટશે,
અને રીખીયાના, મન ફેરાવે."

તેજ પ્રમાણે તમારા આપખુદીના કારભારથી કંટાળીને આપણો દીન છોડીને બીજાના દીનમાં ચાલ્યા જવાનું ગઈ તા૦ ૧૦ મીના "પ્રજા મિત્રમાં" જાહેર કરીને, આપણા ભાઇઓ આપણા દીનમાંથી ચાલ્યા ગયા છે.

અગર જો આપણું દીન એવણુને પસંદ નહીં હતે તો, આજ દીવસ સુધી આપણા દીનમાં રહેતે નહીં. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, હજરત ઇમામ હુશૈન અલ્લે સલ્લામનો કીસ્સો વાંચવો નહીં. આવા તમો ઈસમાઇલી અમલદારો કોમને સીધે રસ્તે દોરવવાને બદલે આપખુદીથી ધર્મને નામે "ધતીંગ" ઉભા કરીને કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યા છો. અને જે તમારા આપખુદીના હુકમ પ્રમાણે પૈસા ન આપે, તેને તમો નાતબહાર કરી રહ્યા છો. તેની આપણી કોમમાં કોઈ ફરીઆદી સાંભળનાર છેજ નહીં, તેથી કંટાળીને અથવા ઉપરની પાસ્તીના લીધે, આપણું દીન છોડીને, ભાઇઓ બીજાના દીનમાં ચાલ્યા

જાય છે. અગર જો બીજું કારણ હોય તો, તેનો ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો તો, નીચેના નામની બુક હું છાપીને કોમની જાણ વાસ્તે બહાર પાડીશ, તેના જોખમદાર તમો અમલદારોજ રહેશો.

"ઇસમાઇલી ખોજાઓના દરખાનાના કેળવાયલા, હોશિઆર અને બાહોશ, ઇસમાઇલી અમલદારો ધર્મને નામે આપખુદીથી નવા ધતીંગ ઉભા કરીને, કોમ માથે, ધર્મને નામે ધાડ પાડીને પૈસા કઢાવી રહ્યા છે, તેનો હેવાલ."

આની નકલ મુખી મેઘજીભાઈ મુળજીને પણ મોકલી છે, અને પ્રેસીડંન્ટ હાજી આમદભાઈ દેવજીને રજીસ્ટર કીધી છે.

(લી૦) રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના યા અલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની. મું. મુંબઈ.

## અગાઉના ઈસમાઈલી અમલદારો ધર્મને નામે લુટી રહ્યા હતા.

આપણી ઇસમાઈલી ખોજા કોમમાં આખી દુનીઆમાં, દરખાનાની કૌંન્સીલ અને દરખાનાના મુખી કામડીયા, મોટા કહેવાય છે. તેઓ જ્યારે ધર્મને નામે મગજને કાયદેથી ધણી થઇને કોમને આપખુદીથી લુટી રહ્યા છે. તે પ્રમાણે કાઠીયાવાડનાં આપણી કોમના ઈસમાઇલી અમલદારો આપખુદીના ઇસમાઇલી કાયદાને નામે બુક ઘડીને કોમને ગામોગામ ધર્મને

નામે હેરાન અને પાયમાલ કરીને લુટી રહ્યા હતા, તેની આપણા હાજર ઈમામને ખબર પડવાથી લુટારાના સરદાર, અગાઉના વારસ હબીબભાઇના હાથમાંથી અને બીજા કાઠી યાવાડના વારસોના કોમને હેરાન કરવાની સત્તા ખેંચી લેવા મહેરબાની ફરમાવી. તે ઉપરાંત આપખુદીથી ઘડેલા ઈસમાઈલી કાયદા રદ કરાવવા દયા ફરમાવી.

તે ઉપરાંત ધર્મને બાને અને બખસામણીને નામે ધણી થઈને, અગાઉનો વારસ ડાહ્યાભાઈ વેલજી કોમને લુટી રહ્યો હતો. તેઓની સત્તા આપણા હાજર ઇમામે ખેંચી લેવા, આપણા ઉપર રહેમ બક્ષીશ ફરમાવી. જેથી ઉપરના અગાઉના અમલદારો પોતાની સત્તાનો હવેથી ઉપયોગ કરીને કોમને હેરાન કરી શકે નહીં. અગર જો કોઈ પણ ભાઇઓને ઉપરના અગાઉના અમલદારો હેરાન કરે તો, તેને જાહેરીમાં લાવશો, જેથી આપણા હાજર ઇમામને ખબર પડશે તો, તેઓના આપખુદીના વધુ કામનો પુરતો બદલો આપવા રહેમ બક્ષીશ ફરમાવશે.

ઈસમાઇલી અમલદારોએ આપખુદીથી કોમને હેરાન અને પાયમાલ કરવા "ઇસમાઈલી કાયદા" ઘડયા છે, તે કાયદામાં એવી નીચ કલમો નાખી છે કે, સમજુ માણુસોના હાથમાં "ઈસમાઇલી કાયદાની બુક" જાય અને તે વાંચે તો, કાયદા ઘડનાર સામે ધીક્કારની લાગણી છુટયા વગર

રહેજ નહીં. કારણુ કે લગન અને મરણુ અટકાવીને પૈસા કઢાવવાનોજ મતલબ સમાવેલો છે. તે ઉપરાંત હજરત ઈમામ હુશેન અલ્લેસલ્લામનો કીસ્સો વાંચવો નહીં, વાંચે તેને સજા કરે. અને કાયદાની કલમમાં એમ ખોટું ઠસાવ્યું છે કે, "આપણા હાજર ઇમામે મંજુર કીધેલા કાયદા." તેનું પોગળ "અહુમદનગરની કોર્ટમાં" ખુલ્યું. કોમને ધર્મને નામે અને બખસામણીને બાને લુટનાર લુટારો, અગાઉનો પુનાનો વારસ ડાહ્યાભાઈ વેલજીએ કોર્ટમાં જુબાની આપી કે, ઇસમાઇલી કાયદા અમોએ ઘડયા છે.

નામદાર આગાખાન પાસે મોકલવાની જરૂર હતી નહીં, તેથી મોકલ્યા નથી.

ઉપરના કામની આપણા હાજર ઈમામને ખબર પડવાથી પુનાની મજલસ બંધ કરાવી, અને ઇસમાઈલી કાયદા પણ રદ કરાવ્યા, અને ડાહ્યા વેલજી પાસેથી સત્તા ખેંચી લેવા મહેરબાની ફરમાવી.

ઈસમાઇલી કાયદા વિશે લખાણુ હું હવે પછી આપીશ.

ઉપરના કારણુથી ઇસમાઇલી અમલદારોના હાથે લુટાવાની ધાસ્તીથી આપણા ભાઈઓ નાતમાંથી નીકળીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે, તેનું કારણુ શોધવા વાસ્તે મેં ઈસમાઈલી અમલદારોને અરજી કરી હતી, પરંતુ તે અરજી ઉપર ધ્યાન આપ્યું નહીં. કારણુ કે ઈસમાઈલી અમલદારો

જાહેરીમાં સભા ભરે તો, તેના પોગળ વધુ જાહેરીમાં આવે, તે કારણથી સભા ભરતા હશે નહીં. બીજું કારણ હોય તો લેખીત બહાર પાડવા મહેરબાની કરશો.

## પંજેભાઈ કલબમાં ખાણાનો મેલાવડો.

આપણા હાજર ઇમામે કોમને હક્કે નીયા મલે, તેના વાસ્તે, ખાનગી અને રમતગમતનો મેલાવડો કરવા સારૂં "પંજેભાઇ કલબ" ખોલવા વાસ્તે દર માસે ભાડા પેટે રૂ. ૩૦૦) ત્રણસોની ભેટ આપે છે.

દરખાનાની ઈસમાઈલી કૌન્સીલ ઉપરની ભેટ લઈને લાંબો વખત થયા, ચોપાટીની હવા ખાઇને તંદુરસ્તી મેળવીને મેલાવડા કરે છે. તે મેલાવડામાં કૌન્સીલના મેમ્બર મનજીભાઇ ગુલામહુશેને કરેલા ભાષણનો ટુંક સાર નીચે આપવાની મને ફરજ પડી છે.

## ખાણાના મેલાવડામાં મનજીભાઈનું ભાષણ.

"મી૦ મનજીભાઇ ગુલામહુશેનને નામદાર શહેનશાહની સલામતી લેવાડતાં જણાવ્યું કે પચાસ વરસ આગળ આપણે રાત દીવસ ધાસ્તીમાં રહેતા અને આપણી માલમીલકત માટે આખો વખત ફીકર રહેતી. પણ પચાસ વરસ થયાં આ દેશની હકુમત નામદાર બ્રીટીશ સરકારના હાથમાં જવાથી આપણે સુખથી દહાડા પસાર કરીએ છીએ, અને આપણે આપણી પોતાની કે, આપણા માલમીલકતની કાંઇ ધાસ્તી

રાખતાં નથી. હવે હું આપણા હાજર ઈમામ નામદાર આગાખાન માટે સલામતી લઉં છું, કે, જેઓ આપણી આ કલબના સ્થાપક અને જેઓનું નામ લેતાં, આપણા દીલમાં ખુશાલી પેદા થાય છે."

ઉપરનું ભાષણ કરનાર મનજીભાઈને હું ધન્યવાદ આપું છું, અને ઉમેરવાની રજા લઉં છું કે, નામદાર બ્રીટીશ સરકારના રાજમાં માલમીલકતની ધાસ્તી તો નથી, પરંતુ પોતાને ગમે તે ધર્મ છુટથી પાળે, તો પણ તેને ધાસ્તી રહેતી નથી.

હવે હું મનજીભાઇ ગુલામહુશેનને પુછવાની રજા લઉં છું કે, તમો સાહેબને આપણા હાજર ઇમામે દરખાનાની ઈસમાઇલી કૌન્સીલમાં મેમ્બર નીમવાની દયા ફરમાવી, તે પછી ધર્મને નામે અને ઇન્સાફને બાને ઇસમાઇલી કૌન્સીલ, ધણી થઇને કોમને આપખુદીથી લુટી રહ્યા છે. અને જે ન લુટાય તેને નાતબહાર કરી રહ્યા છે.

ઉપરની ધાસ્તીના લીધે ઘણા ભાઈઓ આપણી નાતમાંથી નીકળી ગયા છે, અને હજુન પણ નીકળવાનું ચાલુજ છે. શું કામ ભાઇઓ આપણી નાતમાંથી નીકળી જાય છે, તેનું કારણ શોધવા જાહેર સભા ભરવાની મેં ઉપરની ઇસમાઈલી કૌન્સીલને તા૦ ૨૯-૭-૨૦ ના જાવક નંબર (૩૪) ની અરજી કીધી હતી.

તે અરજીપર તમોએ શું વિચાર કીધો? આ જગાએ હું મનજીભાઈ ગુલામહુશેનનું ધ્યાન ખેંચું છું કે, આપણી કોમના ઈસમાઈલી અમલદારો ધણી થઈને ધર્મને નામે ધાડ પાડી રહ્યા છે, તેની મેં એકથી પાંત્રીસ અરજીઓ કીધી હતી, તે ઉપરાંત એકથી અઢાર નંબર સુધી બુકો છપાવી, તેના ઉપર તમોએ શું ઈન્સાફ કીધો?

ઇસમાઇલી અમલદારો ધર્મને નામે આપખુદી ચલાવીને કોમને લુટી રહી છે, તેને તમારી અટકાવવાની શું ફરજ નથી?

તમો કૌન્સાલના મેમ્બર નીમાયા પછી ઇસમાઇલી અમલદારો ધર્મને નોમે આપખુદીથી ગરીબોને લુટી રહ્યા છે, તેમાં તમોએ શું અટકાવ કીધો છે? નામદાર સરકારના રાજમાં આપણને લુટાવાની ધાસ્તી દુર થઈ, પરંતુ આપણી કોમના ઇસમાઇલી અમલદારો આપખુદીથી ધર્મને નામે કોમને લુટી રહ્યા છે, તેનો અટકાવ કરો અને અટકાવ કરવાની આપણી પોતાની ફરજ છે. અને તમો સમજુ મેમ્બરો થઈને, કોમને લુંટનારને નહીં અટકાવશો તો પછી, બહારનો માણુસ આવીને કોમને લુટનારનો અટકાવ કરી શકશે ખરો? નહીંજ!! ત્યારે આપણી કોમમાં થતો અન્યાય અટકાવવાની આપણી પોતાનીજ ફરજ છે. તે ફરજ જે, નથી બજાવતો, તે માણુસ ખુદાવંદતાલાનો, આપણા ધર્મનો, અને આપણા હાજર ઇમામના ફરમાન પ્રમાણે કામ કરતો

નથી. તમો સમજુ અને કેળવાયલા છો, તેથી ઉપરના બે બોલ મારે લખવા પડયા છે, તે લખવામાં મારી કાંઇ ગફલતી થઇ હોય તો, દરગુજર કરશો.

કારણ કે હું લખાણ કાંઈ દુશ્મનભાવથી કે, વેરભાવથી કરતો નથી, ફકત કોમની હેરાનગતી અને પાયમાલી દુર કરવા સારૂજ લખાણ કરૂં છું. તે લખાણ આપણા હાજર ઇમામની હુઝુરમાં મેં મોકલાવ્યા પછી, ઘણા જુલમગાર અમલદારોના હાથમાંથી આપણા હાજર ઈમામે સત્તા ખેંચી લેવા દયા ફરમાવી. હાલ તો એજ.

## ધર્મનો બોધ દેનાર અને અધીપતીઓને અરજ.

હું ફરીથી ઇસમાઇલી ધર્મ જાણનાર તથા ઇસમાઈલી ધર્મનો બોધ કરનાર મીશનરીઓ, માસીક અને ત્રીમાસીકના અધીપતીઓને હું અરજ કરૂં છું કે, આપણા ધર્મની તમો રક્ષા કરનાર અને કોમની બહેતરી ચાહનારને અરજ કરૂં છું જે, આપણા ઇસમાઈલી અમલદારો આપખુદીથી ધર્મને નામે કોમ માથે ધાડ પાડી રહ્યા છે, તેની ધાસ્તીના લીધે, આપણી કોમમાંથી ઘણા ભાઈઓ નીકળી જાય છે. તેથી ધર્મને નામે ધાડપાડુ ઈસમાઈલી અમલદારોના આપખુદીના કામની અટકાવ કરવાની કોશીશ કરો; અને તેના આપખુદીના કામને જાહેરીમાં લાવો, જેથી ઇસમાઇલી અમલદારો ધર્મને નામે ધાડ પાડતાં અટકે.

# નીચેની બુકો તૈયાર છે.

---

"ડાહ્યા વારસની બદનક્ષીના કેસના બે ભાગ.

"ઇસમાઇલી અમલદારો, મીશનરીઓ, અને પંજે-
ભાઇઓને પુછેલા સવાલ" બુક નં૦ (૧૨)

"મુંબઇની કેળવાયલી ઇસમાઇલી કૌન્સીલના ઇન્સાફ
કે કાવત્રાં." બુક નં૦ (૮) અને (૯)

"મુખી મેઘજીભાઇ મુળજીનો છટકો અને કેશવજીનો
ફટકો." બુક નં૦ (૭)

"બાહોશ ઇસમાઇલી કૌન્સીલના આપખુદીના કામ
જોવાનો આરીસો." બુક નં૦ (૬)

"વારસોએ આપખુદીથી કોમ માથે નાખેલા કર અને
વરતાવેલો કેર." બુક નં૦ (૪) અને (૫)

**દરેક ભાગનો એક આનો.**

ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારની
બુકો નંબર (૧) થી (૧૮) કીં. રૂ. ૧।≡ પોસ્ટ જુદું.

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.

